# પ્રસ્તાવના.

સારાંય ભારતમાં બાળલગ્નની બદી લાંબા વખતથી ઘર કરી બેઠી છે અને પરિણામે સંખ્યાબંધ બાળવિધવાઓ બની રહી મૂક શાપ વર્ષાવી રહી છે. સમાજ સુધારકો અતિ મહેનતને અન્તે જનસમાજનું માનસ સાધારણ બદલી શક્યા. અને સમાજમાં સંપૂર્ણ રીતે એ સુધારો દાખલ કરવા કાયદાનો આશ્રય લેવામાં દેશના પ્રખર સુધારકોએ ડહાપણ માન્યું. અને તે માટે રાયસાહેબ હરવિલાસ શારદાએ વડી ધારાસભામાં એક બીલ રજુ કર્યું. ભારતવાસીઓના રૂઢી ચુસ્ત ગુલામી સ્વભાવને લીધે કેટલીક જગ્યાએથી વિરોધ જાહેર થયો છતાં દેશનો મોટો ભાગ તરફેણમાં હોવાથી વડી સરકારની બંને સભાઓમાં બહુમતિથી એ કાયદો મંજુર કરવામાં આવ્યો.

ચાલુ એપ્રીલ મહિનાની પહેલી તારીખથી આ કાયદો અમલમાં આવી ચુક્યો છે. ભારતમાં મોટો ભાગ કાયદાથી અજાણ હોવાથી આ કાયદાની સંપૂર્ણ સમજ માટે આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. અનાવિલ જ્ઞાતિ બંધુ અને બ્હેનોને 'પોકાર' દ્વારા આ પુસ્તક મફત પ્હોંચવા શ્રીયુત ડાહ્યાભાઇ કુંવરજી દાંડીકરે જે આર્થિક મદદ કરી છે તે માટે પોકાર તેમનું ઋણી છે.

શ્રી. ડાહ્યાભાઈની ટુંક પિછાન આપવી અત્રે આવશ્યક છે. એઓશ્રી મુળ ખરસાડ ગામના વતની પણ હાલ પૂજ્ય મહાત્મા ગાંધીજીના યુદ્ધસ્થાન કુરૂક્ષેત્ર રૂપી દાંડી ગામના રહીશ છે. વળી એમનો મોરીસમાં કાપડનો જથાબંધ વેપાર ધીકતો ચાલે છે. પૂજ્ય મહાત્માજી અને તેના અજીત સૈન્યનું તથા તેમના દર્શનાર્થે આવતા યાત્રાળુઓનું સ્વાગત કરવાની તૈયારી એઓ મહા ખંતથી કરી રહ્યા છે. એમના જેવા સેવાભાવી જ્ઞાતિના ધનાઢ્યો હેશ અને જ્ઞાતિ માટે આટલો ભોગ આપી રહ્યા છે એ એમના કુળને તેમજ જ્ઞાતિને મગરૂર થવા જેવું છે.

—પ્રકાશક

# શારદા કાયદા

## એટલે

## (સન ૧૯૨૯ નો કાયદો નંબર ૧૯)

# બાળલગ્ન થતાં અટકાવવા માટેનો કાયદો

બાળલગ્ન પર અંકુશ મુકવાની જરૂર હોવાથી નીચે પ્રમાણે કાયદો ઘડવામાં આવે છે:—

૧ (૧) આ કાયદાને સન ૧૯૨૯ નો બાળલગ્ન પ્રતિબંધક કાયદો કહેવો.

**ટુંકુ મથાળું, વિસ્તાર અને શરૂઆત.** (૨) એ કાયદો બ્રિટિશ બલુચિસ્તાન અને સંતાલ પ્રગણાં સહિત આખા બ્રિટિશ હિંદને લાગુ પડશે.

(૩) એ કાયદો તા. ૧ એપ્રીલ ૧૯૩૦ થી અમલમાં આવશે.

**સમજુતી:** રાયસાહેબ હરવિલાસ શારદાએ તા. ૧લી ફેબ્રુઆરી ૧૯૨૭ને દિને જે બીલ વડી ધારાસભામા રજુ કર્યું હતું તેમા ફકત હિંદુઓમાં થતાં બાળલગ્ન ઉપર અંકુશ મુકવાનો તેમનો ઉદ્દેશ હતો, અને તેને "હિંદુ બાળલગ્નનો કાયદો" એવું નામ તેમણે આપ્યું હતું. પરંતુ હિંદુ સિવાય હિંદની અન્ય કોમોમાં પણ બાળલગ્ન પ્રચલિત છે એમ નીચેના આંકડા સાબીત કરે છે:

દસ વર્ષની અંદરની પરણેલી કન્યાઓ—દર ૧૦૦૦ દીઠ

| હિંદુ | મુસલમાન | ખ્રિસ્તિ | પરચુરણ |
|---|---|---|---|
| ૧૨૫ | ૫૬ | ૧૮ | ૩૧ |

આ કારણે એ કાયદો હિંદની આખી પ્રજાને લાગુ પાડવામાં આવ્યો છે. બ્રિટિશ હિંદની ધારાસભાએ આ કાયદો ઘડેલો હોઇ તે બ્રિટિશ હિંદની પ્રજાને જ લાગુ પડશે; દેશી રાજ્યોની પ્રજાને લાગુ નહિ પડે. કેટલાંક દેશી રાજ્યોએ બાળલગ્ન પર અંકુશ મુકનારા કાયદા ઘડયા છે.

**વ્યાખ્યાઓ.** ૨. આ કાયદામાં વિષય યા પરસ્પર સંબંધ પરત્વે કાંઈ પણ બાધ ન આવતો હોય તો

(अ) "બાળક" નો અર્થ જે વ્યક્તિ, તે પુરૂષ હોય તો ૧૮ વર્ષની નીચેની અને સ્ત્રી હોય તો ૧૪ વર્ષની નીચેની ઉમ્મરની એવો થાય છે.

(ब) "બાળલગ્ન" એટલે જે લગ્નમાં કરાર કરનાર (વર યા કન્યા) એમાંથી એક વ્યક્તિ "બાળક" હોય તે લગ્ન;

(क) "કરાર કરનાર વ્યક્તિ" એટલે લગ્નસંબંધથી જોડાતી બે વ્યક્તિમાંની ગમે તે એક અને

(ड) "સગીર" એટલે ૧૮ વર્ષની નીચેની ઉમ્મરની (સ્ત્રી યા પુરૂષ) કોઇ પણ વ્યક્તિ.

**સમજુતી:** રા. સા. શારદાના મૂળ બીલમાં લગ્ન માટે ઉમ્મરની ઓછામાં ઓછી હદ કન્યા માટે ૧૨ વર્ષની અને વર માટે ૧૫ વર્ષની ઠરાવી હતી. સીલેક્ટ કમિટિએ એ હદ વધારી અનુક્રમે ૧૪ અને ૧૮ વર્ષની કરી છે. આનો અર્થ એવો થાય છે કે લગ્નને દિવસે યા તે પ્હેલાં કન્યાએ ૧૪ વર્ષ પૂરાં કર્યાં હોવાં જોઇએ અને છોકરાએ ૧૮ વર્ષ પૂરા કર્યાં હોવાં જોઇએ. કન્યાની ૧૫મી વર્ષગાંઠ અને છોકરાની ૧૯મી વર્ષગાંઠને દિને યા તે પછી જ લગ્ન કરી શકાય. તે પ્હેલાં લગ્ન થાય તો તેવું લગ્ન "બાળલગ્ન" ગણાય અને એવા લગ્ન કરનાર, કરાવનાર આ કાયદામાં ઠરાવેલી સજાને પાત્ર થશે.

**૨૧ વર્ષથી ઓછી ઉમરનો પુરૂષ 'બાળક' સાથે પરણે તો તેની સજા**

૩. ૧૮ વર્ષથી વધારે ઉમ્મરનો અને ૨૧ વર્ષથી ઓછી ઉમ્મરનો પુરૂષ "બાળલગ્ન" કરે તો તેને રૂ. ૧૦૦૦ સુધીના દંડની સજા થશે.

**સમજુતી:** કલમ નં. ૨ (બ)માં "બાળલગ્ન"ની વ્યાખ્યા આપી છે. "બાળક" સાથેનું લગ્ન એટલે "બાળલગ્ન" અર્થાત ૧૪ વર્ષથી ઓછી ઉમ્મરની કન્યા સાથેનું લગ્ન "બાળલગ્ન" કહેવાય. એવું લગ્ન જે પુરૂષ કરે, અર્થાત જે લગ્નમાં વરની ઉમ્મર ૧૮ વર્ષથી વધારે હોય પણ કન્યાની ૧૪ વર્ષથી ઓછી હોય તે લગ્ન ગુન્હો ગણાય અને એવું લગ્ન કરનાર વરને આ કલમની રૂયે રૂ. ૧૦૦૦ સુધીના દંડની સજા કોર્ટ કરી શકે. વરની ઉમ્મર ૧૮ વર્ષથી ઓછી હોય તો તેને કશી સજા ન થાય ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરની વ્યકિત કાયદાની દૃષ્ટિએ સગીર ગણાય છે; તેની સમજ શકિત પૂરેપૂરી ખીલી નથી એમ માનવામાં આવે છે. ૧૮ વર્ષથી વધારે ઉમ્મરની વ્યકિત પોતાના કૃત્ય માટે જવાબદાર ગણાય છે. સામાન્ય રીતે દરેક લગનમાં કન્યાની ઉમ્મર વરની ઉમ્મર કરતાં ઓછી હોય છે એમ માની કન્યાને સજા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી. આ કલમની રૂયે થયલો દંડ ગુન્હેગાર વર ન ભરે તો પણ તેના બદલામાં તેને દંડની સજા કરી શકાશે નહિ. જુઓ કલમ ૭ મી.

**૨૧ વર્ષથી વધારે ઉમ્મરનો પુરૂષ 'બાળક' સાથે લગ્ન કરે તો તેની સજા**

૪. ૨૧ વર્ષથી વધારે ઉમ્મરનો પુરૂષ "બાળલગ્ન" કરે તો તેને એક મહિના સુધીની સાદી કેદની અથવા રૂ. ૧૦૦૦ સુધીના અથવા બંને પ્રકારની સજા થશે.

**સમજુતી:** કલમ નં. ૩માં ૨૧ વર્ષથી ઓછી ઉમ્મરના વર માટે સજા ઠરાવી છે. આ કલમમાં ૨૧ વર્ષથી વધારે ઉમ્મરના વર માટે સજા ઠરાવી છે, પરણનાર કન્યા ૧૪ વર્ષથી નાની ઉમ્મરની હોય તો આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે સજા થશે. એવા ગુન્હેગાર વરને ફક્ત દંડની નહિ પણ કેદની સજા અથવા દંડની અને કેદની—બન્ને જાતની સજા કોર્ટ કરી શકશે. ૧૮ વર્ષની ઉમ્મર થયા પછી માણુસની સમજશકિત ખીલવા માંડે છે અને ૨૧ વર્ષે તે પૂરેપૂરી ખીલી રહે છે, એમ કાયદો માને છે. અને તેથી એવા ગુન્હેગારનો ગુન્હો વધારે ગંભીર ગણી વધારે કડક સજા કરવાનું ઠરાવ્યું છે.

**"બાળલગ્નની" વીધી કરવા માટે સજા**

૫. જે કોઈ "બાળલગ્ન" કરે, તેની વીધિ કરે યા કરાવે તેને એક મહીના સુધીની સાદી કેદની અથવા રૂ. ૧૦૦૦ સુધીની સાદી કેદની અથવા બન્ને પ્રકારની સજા થશે; પરંતુ એ લગ્ન "બાળલગ્ન" નથી એમ માનવાને તેને કારણ હતું. એમ તે સાબીત કરે તો એવી સજા નહિ થાય.

**સમજુતી:** કલમ નં ૩ અને ૪માં મોટી ઉમ્મરના વર માટે સજા ઠરાવી છે. આ કલમમાં "બાળલગ્ન" કરનાર માબાપ કે વાલી અને વીધિ કરનાર બ્રાહ્મણ માટે સજા ઠરાવી છે. પોતાની પુત્રીને ૧૪ વર્ષ પૂરાં થયાં પ્હેલાં અને પુત્રને ૧૮ વર્ષ પુરાં થયાં પ્હેલાં જે માબાપ કે વાલી પરણાવે તેઓ ગુન્હેગાર ગણાશે. એવીજ રીતે એવા બાળલગ્નની વીધિ કરનાર ગોર કે બ્રાહ્મણ પણ ગુન્હેગાર ગણાશે. પરંતુ જો એવો ગોર કે બ્રાહ્મણ કોર્ટમાં એમ સાબીત કરે કે તેણે વીધિ કરતાં પ્હેલાં વર કન્યાની ઉમ્મર વિષે પૂરતી તપાસ કરી હતી અને એ તપાસને પરિણામે તેને એમ માનવાને પૂરતું કારણ હતું કે એ લગ્ન "બાળલગ્ન" નથી અર્થાત કન્યાને ૧૪ વર્ષ અને વરને ૧૮ વર્ષ પૂરાં થયાં છે તો તેને સજા નહિ થાય અર્થાત ગોર કે બ્રાહ્મણે લગ્ન કરાવતાં પ્હેલાં પૂરતી તપાસ વરકન્યાની ઉમ્મર સંબંધી કરવી જોઈએ, નહિ તો માબાપ કે વાલી સાથે તેને પણ કેદની અને દંડની સજા થશે.

**"બાળલગ્ન" સાથે સંબંધ ધરાવતા માબાપ કે વાલીને સજા.**

૬. (૧) એક સગીર (૧૮ વર્ષથી ઓછી) ઉમ્મરની વ્યક્તિ જ્યારે "બાળલગ્ન" કરે ત્યારે એવી વ્યક્તિ જે માણસના કબજામાં માબાપ તરીકે, વાલી તરીકે યા બીજા કોઈ પણ કાયદેસર યા ગેરકાયદે હક્કની રૂએ હોય તે માણસ એવું લગ્ન થાય તે માટે કાંઈ કાર્ય કરે યા એવા લગ્નની વીધિ કરવાની પરવાનગી આપે અથવા એવા લગ્નની વીધિ થતા અટકાવવામાં બેદરકારીથી નિષ્ફળ જાય તો તેને એક મહિના સુધીની સાદી કેદની અથવા રૂ. ૧૦૦૦

સુધીના દંડની અથવા બન્ને પ્રકારની સજા થશે.

પરંતુ કોઇ પણ સ્ત્રીને કેદની સજા કરી શકાશે નહિ.

(૨) આ કલમના ઉપયોગાર્થ, ઉલટું સાબીત ન થાય ત્યાં સુધી એમ માની લેવામાં આવશે કે જો સગીરે "બાળલગ્ન" કર્યું હોય તો તેનો કબજો ધરાવનાર માણસ એવું લગ્ન અટકાવવામાં બેદરકારીથી નિષ્ફળ નિવડયો છે.

**સમજુતી:** "સગીર" એટલે ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરની કોઇ પણ વ્યક્તિ—સ્ત્રી યા પુરૂષ. એવી સગીર વ્યક્તિ અર્થાત ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરનાં છોકરો છોકરી જેમના કબજામાં હોય તેમને આ કલમ લાગુ પાડવામાં આવી છે. એવો કબજો માબાપ તરીકે હોય કે વાલી તરીકે, કાયદેસર હોય યા ગેરકાયદે તેથી સજામાં ફેર નથી પડતો. કાયદો એમ માની લે છે કે સગીર માણસો તેમનાં કૃત્યો માટે જવાબદાર નથી. એટલે જેમના કબજામાં એ સગીર હોય તેમને ગુન્હેગાર ગણવા જોઇએ. આ કલમ રાખવાનું કારણ સ્પષ્ટ છે. કોઇ માણસ એમ કહીને સજામાંથી છટકી ન શકે કે "એ લગ્ન તો છોકરાએ કે છોકરીએ પોતાની મેળે કરી લીધું છે; અમારી એમાં સંમતિ નથી કે અમે એમાં મદદ નથી કરી." કાયદાની ચુંગાલમાંથી છટકવા ઘણા માબાપ કે વાલી આવી નાઠાબારી શોધવા તૈયાર થાય. એવા માબાપ કે વાલીને માથે આ કલમ ફરજ નાંખે છે કે તેમણે એવું લગ્ન થતું અટકાવવું જોઇએ. તેઓ બેદરકારી રાખે કે બેઠાં બેઠાં તમાસો જોયા કરે તે ન ચાલે. તેમણે સાબીત કરવું જોઇએ કે "અમે એ લગ્ન અટકાવવા અમારાથી બન્યા તે સર્વ પ્રયત્નો કર્યા છે." નહિ તો કોર્ટ માની લેશે કે તેમણે બેદરકારી બતાવી છે અથવા જાણી જોઇને લગ્ન થવા દીધું છે.

**કલમ નં. ૭ ના ગુન્હા માટે કેદની સજા નહિ થાય.**

૭. ૧૮૯૭ના જનરલ કલોઝીઝ એકટની ૨૫મી કલમમાં અથવા ઇન્ડીઅન પીનલ કોડની ૬૪મી કલમમાં આ વિષે કાંઇ પણ વિધાન હોય તે છતાં (આ કાયદાની) ૩ જી કલમની રૂએ અપરાધીને સજા કરનાર કોર્ટ એવો હુકમ નહિ કરી શકે કે અપરાધી દંડ ન આપે તો તેના બદલામાં અમુક વખત સુધી કેદની સજા ભોગવે.

**સમજુતી:** કલમ નં. ૩ માં ૧૮ વર્ષથી વધારે અને ૨૧ વર્ષથી ઓછી ઉમ્મરનો પુરૂષ ૧૪ વર્ષથી ઓછી ઉમ્મરની કન્યા સાથે લગ્ન કરે તો તેને રૂ. ૧૦૦૦ સુધીના દંડની સજા કરવાનું ઠરાવ્યું છે. હિંદના ફોજદારી કાયદાના સામાન્ય નિયમ પ્રમાણે જે ગુન્હેગારને કોર્ટે દંડની સજા કરી હોય તે દંડની રકમ ન ભરે તો તેના બદલામાં કેદની સજા, ભોગવવાનો હુકમ કોર્ટ કરી શકે છે. આ સામાન્ય નિયમ "બાળલગ્ન"ના ગુન્હાની બાબતમાં લાગુ નથી પડતો, એમ આ કલમ ઠરાવે છે. અર્થાત એવો ગુન્હેગાર વર કોર્ટે કરેલો દંડ ન ભરે તો તેને બદલામાં કેદની સજા કોર્ટ નહિ કરી શકે. એવો ગુન્હો કરનાર વર દંડ ભરે તો ઠીક છે, નહિ તો વગર સજાએ છટકી જઈ શકે છે. પરંતુ એક બાબત અહિં ધ્યાનમાં રાખવાની છે. કોર્ટ દંડ કરે તે ભરવાની શકિત હોય છતાં ગુન્હેગાર દંડની રકમ ન ભરે તો તેની માલમીલ્કત વેચી તે રકમ વસુલ કરવાની કોર્ટને સત્તા છે. આ કારણે આ કલમથી ફકત ગરીબોને જ રાહત મળશે; પૈસાદાર વ્યકિતએ તો દંડ ભર્યેજ છુટકો છે.

**આ કાયદાની રૂએ હકુમત કોની?**

૮. ૧૮૯૮ ના ક્રીમીનલ પ્રોસીજર કોડની ૧૯૦ મી કલમમાં આ વિષે કાંઇ પણ વિધાન હોય છતાં આ કાયદાની રૂએ થતા ગુન્હા ધ્યાનમાં લેવાની યા તેમની તપાસ કરવાની સત્તા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ યા ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની કોર્ટ સિવાય બીજી કોઇ કોર્ટને રહેશે નહિ.

**સમજુતી :** બાળલગ્નની રૂઢી લાંબા સમયથી દેશમાં પ્રચલિત હોવાથી આવા સમાજ સુધારાના કાયદાથી કોઇ પણ માણસને નકામી કનડગત કે હેરાનગતી ન ભોગવવી પડે એ ઉદ્દેશથી આ અને એની પછીની ત્રણ કલમો અંકુશ તરીકે મુકવામાં આવી છે. "બાળલગ્ન" ના ગુન્હા માટે મુંબાઈ શહેરમા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ આગળ અને જીલ્લાઓમાં ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદ કરી શકાશે; બીજી કોઈ કોર્ટમાં નહિ. એથી ઓછી સત્તા ધરાવનાર મેજીસ્ટ્રેટ એવા ગુન્હાની તપાસ નહિ કરી શકે.

**ગુન્હા ધ્યાનમાં લેવાની રીત.**

૯. આ કાયદાની રૂએ થતા કોઇ પણ અપરાધ વિષે જે લગ્નના સંબંધમાં એ અપરાધ થયો હોય તે લગ્ન થયાની તારીખથી એક વર્ષની અંદર ફરિયાદ નહિ થાય તો કોઈ પણ કોર્ટ તેની ચોકસી કરી શકશે નહિ.

**સમજુતી:** "બાળલગ્ન" ને લગતા ગુન્હા સંબંધી ફરિયાદ નોંધાવવા ઈચ્છનાર સંસ્થા, સંઘ કે મંડળે ખૂબ જાગૃત રહેવું પડશે. લગ્ન થયાની તારીખથી એક વર્ષની મુદત સુધીમાં તેમણે એ માટેની ફરિયાદ નોંધાવી દેવી જોઈએ; નહિ તો દાદ નહિ મળે. ફરિયાદ કોણ કરી શકે તે બાબત આ કાયદામાં સ્પષ્ટ કરી નથી. પોલીસ આ બાબતમાં માથું નહિ મારે. જેમનાં લગ્ન થયા હોય તે વ્યકિતઓના સંબંધીઓ કે મિત્રોમાંથી અથવા જાહેરમાંથી કોઈ પણ વ્યકિત ફરિયાદ કરી શકશે. દેશના દરેક હિતચિંતકની ફરજ છે કે "બાળલગ્ન" થયાની પોતાને જાણ થતાં તે સંબંધી યોગ્ય તપાસ કરી ગુન્હેગારોને અદાલતમાં ઘસડે અને યોગ્ય નસિયત અપાવે. એવા ગુન્હેગારોને સજા થશે તો જ બીજા અનેક પર અંકુશ મુકી શકાશે અને પરિણામે બાળલગ્ન નાબુદ થશે.

**ગુન્હાની પ્રાથમિક તપાસ.**

૧૦. આ કાયદાની રૂએ થતા ગુન્હાની ચોકસી કરનાર કોર્ટ, ૧૮૯૮ના ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ નં. ૨૦૩ મા જણાવ્યા મુજબ ફરિયાદ કાઢી નહિ નાંખે તો કાં તો એ જ કોડની રૂએ કાંઇ પણ બદલો આપવાનો ફરિયાદી સામે હુકમ થાય તો તેની

ખાત્રી તરીકે વધારેમાં વધારે રૂ. ૧૦૦ની રકમનું જામીન સાથેનું યા જામીન વિનાનું બોન્ડ આપવાની, કોર્ટ ફરિયાદીને ફરજ પાડશે અને એવી ફરજ નહિ પાડે તો તે માટેના કારણો દફતરે નોંધશે. આવી જામીનગીરી કોર્ટે ઠરાવેલા યોગ્ય સમયમાં નહિ આપવામાં આવે તો તે ફરિયાદ કાઢી નાખશે.

(૨) આ કલમ મુજબ લીધેલું બોન્ડ ૧૮૯૮ના ક્રીમીનલ પ્રોસીજર કોડની રૂયે લીધેલું બોન્ડ ગણાશે અને તે માટે એ કોડના ૪૨ મા પ્રકરણમાં જણાવેલી વીધિ લાગુ પડશે.

**સમજુતીઃ** કલમ નં. ૧૦ની નોંધમાં જણાવ્યા મુજબ ફરિયાદ કોર્ટમાં દાખલ થયા પછી કોર્ટ ફરિયાદીની સોગંદ ઉપર તપાસ કરશે. એ તપાસને અંતે ફરિયાદમાં કાંઇ વજુદ છે એમ કોર્ટને લાગે તો તે આરોપીને કોર્ટમાં હાજર રહેવાની ફરજ પાડવા માટે નોટીશ યા સમન્સ કાઢશે. પરંતુ એ હુકમ કરતા પ્હેલાં કોર્ટ ફરિયાદી પાસે રૂ. ૧૦૦ સુધીની રકમનુ બોન્ડ માંગશે, સંપૂર્ણ તપાસને અંતે ફરિયાદ ખોટી છે એમ ઠરે અને ફકત આરોપીને હેરાન કરવાની જ ફરિયાદીની મકસદ હતી એમ કોર્ટને લાગે તો તે આરોપીને નાણાં-બદલો આપવાનો હુકમ ફરિયાદી સામે કરી શકે. એવો નાણાં-બદલો તુરત આપી શકાય તે માટે આવું બોન્ડ લેવામાં આવે છે. જો ફરિયાદી ઠરાવેલી મુદત દરમિયાન બોન્ડ ન આપે તો કોર્ટ ફરિયાદ કાઢી નાંખશે. અલબત જે કેસમાં કોર્ટને એમ લાગે કે ફરિયાદ તદ્દન સાચી છે અને "બાળલગ્ન" નો ગુન્હો થયા વિષેના ફરિયાદી પાસે મજબુત પૂરાવા છે, તે કેસમાં કોર્ટ જામીન ન પણ માંગે. પરંતુ એવી રીતે જામીન નહિ માંગવાના કારણો કોર્ટે પોતાના દફતરમાં નોંધવાં જોઈશે. "બાળલગ્ન" થયા વિષેની યોગ્ય અને પૂરતી તપાસ કર્યા પછી ફરિયાદ કરનાર વ્યકિતએ કે સંસ્થા યા મંડળના સંચાલકોએ આવું બોન્ડ આપતાં આનાકાની ન કરવી જોઇએ. એ રકમ

તેમની ફરિયાદ સાચી હશે તો, મુકદ્દમાને અંતે તેમને પાછી મળશે. કદાચ ફરિયાદ ખોટી છે એમ ઠરે તો પણ જો ફક્ત દેશસેવાની લાગણીથી જ ફરિયાદિએ ફરિયાદ કરી હશે અને આરોપી સામે તેને અંગત વૈરભાવ છે એમ સાબીત નહિ થાય તો એ રકમ ફરિયાદીને જરૂર પાછી મળશે.

સામાન્ય ખાનગી વ્યક્તિઓ આવું બોન્ડ આપતાં કદાચ ગભરાય; કેટલાક એટલી રકમ પણ તાત્કાલિક ફાજલ ન પાડી શકે. એ કારણે જ આવી ફરિયાદ કરવાનું કાર્ય સ્ત્રીસંસ્થાઓએ, યુવક સંઘોએ કે જ્ઞાતિમંડળોએ ઉપાડી લેવું જોઇએ. તેમણે આ કાર્ય માટે પોતાની એક કમિટિ નીમિ તેને એ ફરજ સોંપવી જોઇએ. ફરિયાદ કમિટિના સેક્રેટરી-મંત્રીને નામે માંડી શકાય, આવી ગોઠવણ દરેક દરેક શહેરમાં અને ખાસ કરીને દરેક જીલ્લાના મુખ્ય મથકે થવી જોઇએ અને પ્રચાર કાર્ય કરી "બાળલગ્ન" ના ગુન્હા સંબંધી કમિટિને વેળાસર ખબર પ્હોંચાડવાની જાહેર પ્રજાની ફરજ તેમને સમજાવવી જોઈએ. એવી રીતે જાગૃત રહી ઉત્સાહભેર કામ કરવામાં આવશે તો જ આ કાયદાનો ઉદ્દેશ સફળ થશે અને દેશમાંથી બાળલગ્ન મીટાવી શકાશે.



**શ્રી "અનાવિલ સુધારક મંડળ" ના ઠરાવોના પ્રચારકાર્ય સેવકોની**

## શ્રી "અનાવિલ યુવક મંડળો"ને નમ્ર યાચના

**તમારા હૃદયમાં જ્ઞાતિના બચ્ચાંઓની લેશમાત્ર પણ દાઝ હોય**

તો જરૂર વાંચો, વંચાવો વિચારો અને વર્તો.

"કાળક્રમે કરી દરેક ચીજ બદલાય છે" એવો કુદરતી નીયમ છે. રૂઢીના કુવામાં ડુબી મરે તે અકરમી કહેવાય.

તેથી પ્રીય અનાવિલ બંધુઓ ! ચેતો !

ભુતકાળને ભુલી જઇ ચાલુ જમાનાને અનુસરી ચાલતી આવેલી ગુલામી રૂઢીઓનો નાશ કરવા તથા સહુનું કલ્યાણ

કરવા સાચા અનાવિલ કર્મવીરો બહાર પડો.

દુન્યાની મહાન વિભુતીઓએ અનુભવનેજ જ્ઞાન માન્યુ છે

—માટે સુજ્ઞ બંધુઓ સોચો—

એ તો પ્રત્યક્ષ બની રહ્યું છે કે–"કૃત્રિમ ભેદોથી–ગુલામી રૂઢીઓથી–ખર્ચના કઢંગા રીતરીવાજોથી" આજે આપણા હજારો કુટુંબો "ભુખમરાથી" સડી રહ્યાં છે–ન કરવાના કામ અનાયાસે કરે છે–તેનો નાશ કરવા–કુમળાં બાળકોના ભાવિને ઉન્નત કરવા–સમસ્ત અનાવિલ કોમની–"આર્થીક તેમજ સામાજીક"–સ્થિતિ સુધારવા–જ્ઞાતિમાં ઐકયતા સ્થાપવા શ્રી "અનાવિલ સુધારક મંડળ"ના મુખ્ય ૧–૨–૩–૪ ઠરાવો મંજુર કરવા "શ્રી અનાવિલ યુવક મંડળો"ને અમો નમ્ર સુચના કરીએ છીએ. પ્રભુ આપણને સદબુદ્ધિ–અને તાકાત બક્ષે–એજ પ્રાર્થના:—

લી૦ જ્ઞાતિના સેવકો

**પરાભાજી રણછોડજી કતારગામકર.**

**હાસમ બીલડીંગ પરેલ મુંબઇ નં. ૧૩.**

**મોરારજી દુલ્લભભાઇ ગોલાકર, કાપડના વહેપારી.**

**માધવબાગની અંદર મુંબઇ નં. ૪**

## આ રહ્યા "અનાવિલ સુધારક મંડળ"ના મુખ્ય ચાર ઠરાવો

૧ જે અનાવિલો કન્યા આપે છે ત્યાંજ કન્યાની આપ લે કરવી.

૨ સ્ત્રી ધનમાં વરવાળાએ રૂા. ૫૦૧) રોકડ અગર જણસ આપવી. કન્યાના બાપે સ્ત્રી ધનમાં યથાશક્તિ વસ્ત્રાલંકાર આપવા.

૩ લગ્ન જનોઇ પ્રસંગે લાપસીનું સાદું ભોજન આપવું, મંડપ સાદો કરવો, વાજું–ખાજું ને દારૂખાનું બંધ કરવું

૪ મરણના પ્રેત ભોજનની જ્ઞાતિ સદંતર બંધ કરવી.

### આ મુખ્ય ચાર ઠરાવો પૈકી—

(૧) કૃત્રિમ ભેદોના નાશ માટે (૨) વાંકડાની નીતીના નાશ સાથે તજાતી તથા વિધવા થઇ પડતી નિરાધાર બ્હેનોના પેટના રોટલા માટે (૩ અને ૪) જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધારવા માટે ખાસ કરવામાં આવ્યા છે. અને બાકીના બીજા કઢંગી રૂઢીઓના–રીત-રીવાજોના નાશ અર્થે કરવામાં આવ્યા છે તેથી તે પર દરેક વિચારશીલ "કર્મવીર" યુવક વીચાર કરે એજ પ્રાર્થના

### —: વધુ માટે લખો :—

પ્રચાર કાર્યના સ્થાનીક પ્રમુખ **શ્રીયુત મણીભાઇ બાર.** મોતા. પો. મોતા.

સ્થાનિક ,, ,, **મણીભાઇ ડી. તુંડી** પો. **પલશાણા**

સેક્રેટરીઃ ,, ,, **મણિભાઇ કે. ચલથાણ,** પો. **ચલથાણ.**

,, ,, ,, **મગનલાલ બી પરબ.** પો. **પરબ.**

# મહાત્મા ગાંધીજી તથા સરદાર વલ્લભભાઈના
# —છેવટનો શુભ સંદેશો—
## અને
# —દેસાઈ મહાદેવભાઈની હાકલ—

ભારતમાતાનું ચુસાતું લોહી અને લુંટાતી લાજ અટકાવવા જતાં જો આપણી મા-બ્હેન-દીકરીઓને, પુજ્ય મહાત્મા ગાંધીજીને, અમો અને બીજા નેતાઓને સરકાર જેલમાં મોકલે તો દરેક ગામ શહેર અને હિંદમાં વસ્તા હિન્દીઓમાં જરાપણ સ્વમાન હોય તો તેઓ સરકાર અને પરદેશ સાથેનો વેપારઆદિનો તમામ સંબંધ છોડે અને જેલમાં આવે. જેઓમાં તેમ કરવાની હીંમત ન હોય તેઓ પરદેશ ચાલી જાય અને તેટલું પણ ન બને તો છેવટ—

પરદેશી વસ્ત્રોનો સંપૂર્ણ ત્યાગ કરી ખાદીજ પહેરવાની પ્રતીજ્ઞા કરી અમોને છોડવી શકે. જે હિન્દી હવે અમોને દગો દેશે તેને ઇશ્વરને ત્યાં જવાબ આપવો પડશે.

સર્વાંગે જ્ઞાતિહિતાર્થે પ્રગટ થતું અનાવિલ જ્ઞાતિનું

માસિક પત્ર.

# "અનાવિલ પોકાર."

તંત્રીઓઃ—દોલતરાય રતનજી, બી. એ.

મણિલાલ ડાહ્યાભાઇ, બી. એ.

માસિકમાં મહિલા વિભાગ તથા બાળવિભાગ, જ્ઞાતિના પ્રતિષ્ઠિત ગૃહસ્થોના ફોટાઓ તેમજ પ્રતિવર્ષે પ્રગટ થતો દળદાર **મહિલા અંક** તથા સાથે દર વર્ષે ૨૦૦ પાનાનું ભેટનું પુસ્તક એ માસિકની નવિનતા છે.

જ્ઞાતિના કુટ પ્રશ્નોની નિડરપણે ચર્ચા કરનાર તથા વિવિધ લેખોથી ભરપુર, જ્ઞાતિની અવનવી ખબર ઘેર બેઠા પહોંચાડનાર ગુજરાત તેમજ બર્મા, આફ્રીકા વિગેરે સ્થળે બહોળો ફેલાવો પામેલું અજોડ માસિક પત્રઃ—

લવાજમ રૂા. ૨-૦-૦; આફ્રિકા માટે શીલીંગ ૫.

ગ્રાહક ન હો તો લખોઃ—ગોવિન્દજી ડી. નાયક.

પ્રકાશકઃ—અનાવિલ પોકાર,

અનાવિલ બંધુ પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.

# વેપારી ભાઇઓને ખુશ ખબર.

કસ્ટમ હાઉસને લગતુ હરેક કામકાજ—અમો ઘણાજ સસ્તા દરથી કરી આપીએ છીએ.

એક વખત કામ આપી ખાતરી કરવા વિનંતી છે.

## નીછાભાઇ હરીભાઇ દાંડીકર.

લાઇસંસ-કસ્ટમ હાઉસ એજન્ટ.

( દલાલ નંબર-૧૦૩. )

ન્યુ કસ્ટમ હાઉસ.

**કોટ—મુંબઇ.**